# સરસ્વતી

## (લેખમાળા.)

### પ્રભુ પ્રાર્થના.

#### હરીગીત છંદ.

શુભ કાર્યના પ્રારંભમાં પ્રણમું પ્રથમ જગદીશ્વરા,
વિનવું ધરી હરિ! પ્રેમ ઉર અભ્યર્થના લેજો જરા;
કલ્યાણકારી છો પ્રભુ ! કરૂણા થકી સુખ સૌ મળે,
દુર થાય વાદળ દુઃખનાં અંતર તણી આશા ફળે. ૧

નિર્મળ હ્રદય દેજો વિભુ ! સદ્બુદ્ધિથી શોભે સદા,
કરૂણા ગરીબ જનની અને તમ નામ ના વિસરે કદા;
વધજો મને અનુરાગ ભારત માતની સેવા મહીં,
પ્રાણાર્પણે પણ સત્ય માટે ટેક દિલ તોડે નહીં. ૨

આ વિશ્વના જંગલતણા રસ્તા ભયાનક છે અતી,
ઓ નાથ આપ દયા વિના ગભરાય બાળકની મતી;
દઈ જ્ઞાન રૂપ સાથી સુખદ પ્રભુ પાપથી ઉગારજો,
મદ, લોભ, મત્સર, મોહ, આદી શત્રુઓ સંહારજો. ૩

અકળિત કળા આલમ તણી વર્ણન અહા હું શું કરૂં !
રવિ, ચંદ્ર, તારા, પર્વતો ! સાગર, સરિતા ને તરૂ;
ઓ નાથ જોડી હાથ ! માગું શિતળ છાયા આપની,
સંસાર સાગર તારજો આ દાસના નાવિક બની. ૪

## સરસ્વતી દેવીની સ્તુતી.

### હરીગીત છંદ.

વંદુ સરસ્વતી માત ઉર ઉલ્લાસથી ઉભરાય છે;
માનવ જીવન આનંદમય તમ સ્હાયથી દેખાય છે.
દુઃખ હારિણી સુખ કારિણી દેવી દયાની છો તમે,
કરૂણા તમારી થાય તો સંતાપ અંતરના શમે. ૧

પરદેશમાં સ્હાયક બની ચિંતા તિમીરને ટાળતી,
સન્માન પામે સર્વત્ર તુજ સ્મર્ણમાં જેની રતી;
આનંદ ને સંતોષ દાતા ! માત તુજ પરિબળ અતી;
પાપી જનોની પણ અહા ! સેવન થકી સુધરે મતી. ૨

નિર્ધન બને ધનવાન માતા આપની કરૂણા વડે,
નરનાથ શું સ્પર્ધા કરે ! સુખ શ્રેષ્ટ સૌથી સાંપડે;
દેવી ! તમારા પુજનથી ગુણ વૃદ્ધિ જનમાં થાય છે;

પરિમળ સુગંધિત કીર્તીનો સર્વ સ્થળે ફેલાય છે. ૬
કર જોડી માતા વિનવું ! કિંકરે ઉપરે રાખો દયા,
પદરજ પુનિતના સ્પર્શથી નર અમર કેક બની ગયા;
જગવંદિની જનુની સદા યશગાન કીર્તીનાં કરૂં;
પામી કૃપા ફળ દાયીની સુખ સ્વર્ગનું અંતર ધરૂં. ૭

## રાગ માંઢ.

જાગો બન્ધુ છાયું પ્રભાત. જાગો
પામે સંકટ ભારત માત. જાગો.

વિતિ વિભાવરી વિપત્તી કેરી દિવ્ય પ્રકાશ જણાય
કર્તવ્યનું શુભ સ્મર્ણ કરાવી વાયુ સુગંધિત વાય જાગો.

તિલક, ગાંધી હિંદને માટે યત્ન કરે છે અપાર
સાર્થક કરવા જીવન કેરૂં અવસર આ સુખકાર જાગો.

કીર્તિ તણી ઉર ધરવા માળા, શૌર્ય સજો મમ ભ્રાત
અંતર સાચી શ્રધ્ધા રાખો સ્હાય થશે જગ તાત જાગો.

# હું અપરાધી કે સમાજ?

## ( ટુંકી વાર્તા. )

---

(લખનાર. તંત્રી.)

આજે વધસ્થાન ઉપર જવાના માર્ગમાં હજારો મનુષ્યોત્વરીતગતીએ ચાલતાં દ્રષ્યમાન થાય છે. કેટલાક લોકો કહે છે કે મહારાજાએ એક વિકાળ સિંહને પાંજરામાં પુરેલો છે. કોઇ કહે છે બે કદાવર શરીરના મનુષ્યો મલ્લ યુદ્ધ કરનાર છે. કોઇ કહે છે એક ખુની માણસને ફાંસીની સજા થવાની છે.

બંધુઓ! સત્ય વાત એ છે કે—અમૃતલાલ નામના એક વણિક પુત્રને ચોરીના ગુન્હા માટે મૃત્યુ દંડની સજા અપાય છે. અપરાધની વિશેષ ભયંકરતા એ હતી કે અપરાધીએ ખુદ રાજપુત્રના કંઠમાંથીજ સુવર્ણના અલંકાર ઉતારી લીધા હતા નગરજનોએ આવો નીડર ચોર પ્રથમ કોઇવાર જોયો નહોતો.

અપરાધીના મુખપર વિષાદ યુક્ત મલિનતા છવાઇ રહી છે. છતાં બારીકીથી કલ્પના કરતાં તે મૃત્યુના ભયથી લેશ માત્ર ડરતો નથી એમ સ્પષ્ટ જણાય છે. કેટલીક વારે નામદાર મહારાજા સાહેબની ગાડી વધસ્થાન ઉપર આવી પહોંચી. સર્વ પ્રેક્ષકોનું ધ્યાન તે તરફ ખેંચાયું. મહારાજાએ ગુન્હેગારને પ્રશ્ન કર્યો—તમે મૃત્યુના હિ-

નારા પર ઉભા રહેલા હોવા છતાં તમારી મુખ મુદ્રા ઉપર ભયનું એક પણ નીશાન જણાતું નથી. એ જોઇ મ્હને આશ્ચર્ય થાય છે.

અમૃત—રંક કે રાય સર્વને માથે મ્હોત વ્હેલું મોડું સરજાએલુંજ હોવાથી એવો ભય રાખવો નિષ્પ્રયોજન છે.

મહારાજા—ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ પામ્યા છતાં, આવા નીચ કૃત્યનું અવલંબન કરતાં તમને શરમ ન આવી? હૃદયમાં પરિણામની ભયંકરતા પણ ન સમજાઇ?

અમૃત—નામદાર! શું આપ મ્હારા મુખથી સત્ય હકીકતજ સાંભળવા ઇચ્છો છો?

મહારાજા—હા! હું ધારૂં છું કે હવે જીંદગીની છેલ્લી ઘડીએ અસત્ય બોલી, અત્યાર સુધીમાં કરેલાં પાપમાં તમે વૃદ્ધિ નહિજ કરો!

અમૃત—મ્હને અત્યાર સુધી એજ આશ્ચર્ય થયાં કરે છે કે એક ધર્માવતારી અને ન્યાયી તરીકે ઓળખાતા ભૂપાળના રાજ્યમાં મને મ્હારા અપરાધની કીંચીત માત્ર હકીકત કહેવાની તક આપવા જેટલી પણ કોઇએ ઉદારતા પ્રદર્શીત કરી નથી. એક ધર્મ પરાયણ નૃપતીની ન્યાય શીઘ્રતામાં અમુક અંશે ઉચીત પ્રમાણમાં દયાનું પણ મિશ્રણ હોવું જોઇએ એ તત્વનું તમારા રાજ્ય કર્મચારીઓએ સ્વપ્નમાં પણ વિલોકન કર્યું હોય એમ સંભવતું નથી.

નામદાર! અમુક પ્રકારે મનુષ્યનું મનોબળ નાશ થયા પછી તેનામાં ધાર્મિક અને નૈતિક વિચારોનો પ્રવાહ કદી હોઇ શકે ખરો?

નારા પર ઉભા રહેલા હોવા છતાં તમારી મુખ મુદ્રા ઉપર ભયનું એક પણ નીશાન જણાતું નથી. એ જોઇ મ્હને આશ્ચર્ય થાય છે.

અમૃત—રંક કે રાય સર્વને માથે મ્હોત વ્હેલું મોડું સરજાએલુંજ હોવાથી એવો ભય રાખવો નિષ્પ્રયોજન છે.

મહારાજા—ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ પામ્યા છતાં, આવા નીચ કૃત્યનું અવલંબન કરતાં તમને શરમ ન આવી? હૃદયમાં પરિણામની ભયંકરતા પણ ન સમજાઇ?

અમૃત—નામદાર! શું આપ મ્હારા મુખથી સત્ય હકીકતજ સાંભળવા ઇચ્છો છો?

મહારાજા—હા! હું ધારૂં છું કે હવે જીંદગીની છેલ્લી ઘડીએ અસત્ય બોલી, અત્યાર સુધીમાં કરેલાં પાપમાં તમે વૃદ્ધિ નહિજ કરો!

અમૃત—મ્હને અત્યાર સુધી એજ આશ્ચર્ય થયાં કરે છે કે એક ધર્માવતારી અને ન્યાયી તરીકે ઓળખાતા ભૂપાળના રાજ્યમાં મને મ્હારા અપરાધની કીંચીત માત્ર હકીકત કહેવાની તક આપવા જેટલી પણ કોઇએ ઉદારતા પ્રદર્શીત કરી નથી. એક ધર્મ પરાયણ નૃપતીની ન્યાય શીલતામાં અમુક અંશે ઉચીત પ્રમાણમાં દયાનું પણ મિશ્રણ હોવું જોઇએ એ તત્વનું તમારા રાજ્ય કર્મચારીઓએ સ્વપ્નમાં પણ વિલોકન કર્યું હોય એમ સંભવતું નથી.

નામદાર! અમુક પ્રકારે મનુષ્યનું મનોબળ નાશ થયા પછી તેનામાં ધાર્મિક અને નૈતિક વિચારોનો પ્રવાહ કદી હોઇ શકે ખરો!

કુદરતના મનોહર બગીચામા ખીલતા કુસુમને અકાળે ચીમળાવી નાખવામાં આવે તો પછી શું તેના માધુર્યની આશા રાખી શકાય ખરી ?

મહારાજા–કદી નહિ.

અમૃત–ત્યારે હું પણ હિંદુઓની સડેલી સમાજના બાળલગ્ન નામક પ્રાણ ઘાતક રિવાજનો ભોગ થઇ પડયો છું! રાજન્ મ્હારી શારીરિક સંપત્તી પ્રતિ દ્રષ્ટિપાત કરો ! મ્હારાથી શારીરીક કે માનસીક લેશ માત્ર પણ શ્રમ સહી શકાય એમ આપ ધારી શકો છો ?

હું સહજ કહું છું કે–અત્યારે નહિ તો માસ બે માસ પછી પણ મ્હારે રીબાઇ રીબાઇને મૃત્યુના મુખમાં તો પ્રવેશ કરવાનું હતુંજ. બહારથી ધર્મિષ્ટનો ડોળ રાખનાર ગૃહસ્થોએ મ્હારા જેવા દુ;ખી પ્રત્યે દિલસોજી બતાવવાતો કદી પણ વિચાર કર્યો છે ? સુધારકો આર્યાવર્તના ઉત્કર્ષ માટે મોટી મોટી બુમો મારે છે પણ આ બાળલગ્ન રૂપી, ઉન્નતીના વૃક્ષને જડ મુળમાંથી ઉખેડી નાખનાર ઝેરી જંતુના પ્રતિકાર માટે કંઈ ઉપાય યોજે છે ? હું સુધારકોના ઉત્સાહની અવગણના કરવા નથી ઇચ્છતો :પરંતુ નામદાર ! મ્હારો કહેવાનો હેતુ એજ છે કે અન્ય સુધારાઓ કરતાં આવા પ્રકારનો સુધારાની મ્હારા મંતવ્ય પ્રમાણે ઘણીજ વહેલી જરૂર છે. માણસના મનનો આધાર મોટે ભાગે તનની તંદુરસ્તી ઉપર રહે છે. વિજયના વાવટા ફરકાવનાર પ્રજાઓના સાંસારિક રીત રીવાજોનું દિગ્દર્શન કરીયું તો જણાશે કે બાળ લગ્નરૂપી રાક્ષસે ત્યાં પ્રવેશ કરેલો નથી. જ્યાં સુધી ભારતખંડમાં બ્રહ્મચર્યનું સામ્રાજ્ય નહિ પ્રવર્તે ત્યાં સુધી કર્ણ, દ્રોણ જેવા મહારથીઓનું યુદ્ધ કૌશલ્ય, માત્ર પ્રાચીન પુસ્તકોના પૃષ્ટમાંજ

પ્રાતત થશે. હરિશ્ચન્દ્ર જેવા સત્ય વ્રત ધારીયોનાં યશગાન માત્ર કવિયોની જીહ્વામાંજ જણાશે. ખરી કર્તવ્ય પરાયણુતા, અલૌકિક બુદ્ધિ બળ તથા ધર્મ અને નીતિનો દિવ્ય પ્રકાશ. ઇત્યાદી સ્વર્ગીય ઉપહા-રોનો સાક્ષાત્કાર ભાગ્યેજ થશે.

દયાળુ નરેશ ! હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે નીતિના સિદ્ધાંતને પ્રાણાન્તે પણ ત્યાગવાનો મ્હારો મનોભાવ નહોતો. મ્હારી જીંદગીમાં મેં કંઇ પણ પાપ કર્યું હોય તો તે આ પહેલવહેલુંજ છે. મેં મ્હારા તન-મનપર બળાત્કાર કરીને પણ કુટુંબના નીર્વાહનાં સાધનો પ્રાપ્ત કરવાની ફરજ પાડેલી છે. પરંતુ અફસોસ ! છેવટે મ્હારી શારીરીક અને માનસીક શક્તિઓ એટલી સીમા પર્યંત શીથિલ બની ગઇ કે બુધ્ધિબળ દર્શાવવાના આ જગતરૂપી વિશાળ ક્ષેત્રમાં હું તદન નીરૂ-પયોગી થયો. અનેકવાર આત્મહત્યા કરવા પણ ઉત્સુક થયો હતો. પરંતુ હાય ! મ્હારી અને મ્હારા પુર્વજોની પ્રતિષ્ઠાપર કલંકરૂપી કાળું કાજળ ઢોળાવાનું નીર્માણ થએલું હોવાથી, મ્હને મ્હારી મુગ્ધ પત્ની અને બાળકો પ્રત્યેની સ્વાભાવીક દયા ઉભરાઇ આવી. કે જેને લીધે આત્મઘાતની ઇચ્છાનો અટકાવ થયો. નૃપેન્દ્ર ! કહેતાં લજ્જા પ્રાપ્ત થાય છે પણ અંત સમયે અસત્ય ન ઉચ્ચારવાનો આપનો આદેશ સ્મર્ણમાં આવતાં, કહેવું પડે છે કે—ભુખમરાના અસહ્ય સંકટથી અન્ન અન્ન કરી ટળવળતાં મ્હારાં કોમળ બાળકોના ચીત્કાર ધ્વનીથી હું અત્યંત વિહ્વળ બન્યો. પોતાના પ્રાણ સમાન વહાલાં બાળકોને અ-નાજ વિના કરમાતાં જોઇ, મ્હારી વફાદાર પત્નીના હૃદયભેદક ગુપ્ત રૂદનથી મ્હારૂં અંત:કરણ ચીરાવા લાગ્યું ! અફસોસ! આખરે મ્હારા જીવનને વળગેલાં નીતિ અને ધર્મનાં પવિત્ર બંધનો તુટી ગયાં.

અનીતીના પંથનું અવલંબન કરવા અંતર ઉત્સુક બન્યું. મહારાજા ! આ નીચ કૃત્યનો પ્રારંભ કરવા પહેલાં મને જે દુ:ખ થયું છે તે માત્ર હું અને જગદીશ્વરજ જાણીએ છીએ.

બસ ! એથી વિશેષ કંઇ કહેવાની મ્હારી વાંચ્છના નથી. હવે મ્હારા ભ્રષ્ટ જીવનનો સત્વરે અંત લાવો એટલીજ મ્હારી આપના ચરણોમાં પ્રાર્થના છે. બીજી પ્રાર્થના એ છે કે "અનાથોનું પાલન કરવાથી પ્રભુની કૃપા મેળવાય છે." એ વાત જો આપ સત્ય માનતા હોવ તો, મ્હારા દુ:ખી કુટુંબને અન્નદાન દઇ રક્ષજો. હે સર્વ વ્યાપી પ્રભુ ! ત્હમારા ચરણોમાં મ્હારી વિનંતી છે કે–મ્હારી પવિત્ર ભારત ભૂમિના ગૌરવને ઝાંખું કરનાર બાળ લગ્નરૂપી દુષ્ટ રીવાજનો નાશ કરજો કે જેથી ભવિષ્યમાં આવું કમકમાટી ભરેલું મૃત્યુ નીરખવાનો અશ્રુજનક વિષય પ્રસંગ કોઇને પણ પ્રાપ્ત ન થાય !

પ્રિય વાંચકો ! અપરાધીના ઉદ્દગારો સાંભળી સર્વ મનુષ્યોનાં હૃદય કરૂણા રસથી ભીંજાઇ ગયાં. બાળ લગ્નનો રીવાજ કેટલી સીમા પર્યંત હાનીકારક છે તેનું યથાર્થ સ્વરૂપમા ભાન થયું.

મહારાજાના હૃદયમાં દયા સાથે ગુન્હેગારના ઉચ્ચ જ્ઞાન માટે માનની લાગણી ઉત્પન્ન થઇ. તેમના મુખમાંથી એજ ઉદગાર નીકળ્યા કે–કાયદાની દૃષ્ટિમાં તમે સંપુર્ણ અપરાધી છો. પરંતુ તમારા આંતરિક ઉદેશ અતીશય સ્તુતીપાત્ર હોય એમ સ્પષ્ટ જણાય છે. સત્યની વિલક્ષણ પ્રભા તમારા મુખ મંડળપર દૃષ્યમાન થાય છે. માટે વાસ્તવીક રીતે આ અપરાધ તમારો નહિ, પરંતુ સાંસારીક દુષ્ટ રીવાજો પ્રતિ આંખ મીંચામણા કરનાર તમારી, વિનાશકારક નિદ્રાનો ભોગ થઇ પડેલ સમાજનોજ છે.

બંધુઓ ! અમૃતના અપરાધની ક્ષમા આપવામાં આવી. તેમજ મહારાજાની અત્યંત દયાશીલતાના પરિણામે કામેલ વૈદ્યોની સારવાર તળે રહી કેટલાક સમયે તે શારીરીક સંપત્તી મેળવવા ભાગ્યશાળી થયો. અમૃત એક ઉત્કૃષ્ટ જ્ઞાન શીલ વણિક પુત્ર હતો. તેથી તેણે મહારાજાની આ કૃપાનો બદલો, રાજ્યની, ખંત અને વફાદારીથી નોકરી બજાવીને વાળી આપ્યો.

---

દશાનાગર વણિક બંધુઓને ખુશ ખબર—અમને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે ભારત વર્ષમાં વસતા સર્વ દશા નાગર વણિક બંધુઓના ઉત્કર્ષનો માર્ગ સરળ થાય એવા શુભ્ર ઉદેશથી મુંબઇમાં દશાનાગર હિતવર્ધક મંડળ સ્થપાયું છે. કોઇપણ રંક જ્ઞાતિ બંધુને વિદ્યા વિભુષિત થવાનાં, તેમજ તદ્દન નિરાશ્રિત વિધવાઓને નિર્વાહનાં સાધનો ઉચીત પ્રમાણમાં પુરાં પાડવાની યોજના થઇ ચુકી છે. આ શિવાય વિશેષ સગવડો કરવાની ચળવળ ચાલુ છે. આ મંડળના સેક્રેટરી મી. મણીલાલ વરજીવનદાસ શાહ. તથા મી. ચંદુલાલ કેશવલાલ ઝવેરી અને પ્રમુખ મી. ચુનીલાલ દામોદરદાસ બરફીવાળા. એમ. એ. એલ. એલ. બી, વિગેરે મહાશયો નિસ્વાર્થ વૃત્તિથી ઉત્સાહપૂર્વક જે કાર્ય બજાવે છે. તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. ઇશ્વરના ચર્ણોમાં અમારી એજ પ્રાર્થના છે કે મંડળના નેતાઓની સ્તુત્ય ભાવનાઓ અચળ રાખો !.



# સંસારી સખી અને વિરક્ત સખીનો સંવાદ.

---

(લખનાર—તંત્રી)

કમલીની—મુખ ચંદ્ર જ્યોતી જોઇને આશ્ચર્ય મુજને થાય છે
પરતંત્રતાની શૃંખલામાં હર્ષ શો દેખાય છે
નિર્દોષ સુખમય જીવન, તજી બંધન વિષે સપડાય છે
તુજ કલ્પનાનો અશ્વ કયમ દુઃખમય દિશામાં જાય છે.

વિલાસીની—નારી જીવન સાર્થક તણી શ્રેણી નથી તું સમજતી
તજી પંથ શુભ કર્તવ્યનો તુજ સ્વાર્થ સાધક થઇ મતી
સેવા કર્યા વિણ સ્વામીની સુખ કામિની પામે નહિ
"સતિ ધર્મ" સમ સન્નારીને સુખકર નથી કંઇ જગ મહીં.

કમલીની—ધિક્કાર છે દુઃખદાયી આ સંસાર કેરા ભારને
ચ્હાનાર મુર્ખ શિરોમણી છે! સ્વાર્થમય વ્યવ્હારને
મદલોભ ઇર્ષા મોહ આદિ ખડક ભવસાગર વિષે
શત્રુ તણા સમુદાયમાં આનંદના ઝરીએ દીસે

વિલાસીની—કાયર સખી તુજ સાર હીન આ કલ્પનાઓ વ્યર્થ છે
પતિ ભક્તિ વિણ ઇશ્વર ભજન સુખ આપવા ન સમર્થ છે
સતિ અનસુયા તારા સીતા શા કારણે પુજાય છે
સખિ! દંપતીના ધર્મ સમ ના સ્વર્ગ સુખમય થાય છે.

કમલીની—જોયાં ઘણાં નરનાર મેં ના લેશ સુખ નજરે પડયું
દુ:ખ અનળમાં સૌ સળગતાં ના સ્થાન શાંતિનું જડયું.
જ્યાં પ્રેમ છે ત્યાં દૈવનો સંપુર્ણ કોપ જણાય છે
ધનવંતનાં મહાલય મહીં ના સ્નેહ દર્શન થાય છે

વિલાસીની—નિર્મળ હૃદયનાં પ્રેમીઓ પરિતાપથી ડરતાં નથી
ભૂખે મરે વિણ અન્ન પણ નિતિધર્મ વિસરતાં નથી
ભેદી વિપત્તી અભ્ર અંતે વિજય ભાગી થાય છે.
સંકટ તણી સીડી વડે ઉર ઉચ્ચતા અંકાય છે.

કમલીની—દેખ્યાં છતાં દુઃખ સ્પષ્ટ શિદ સંસાર બંધનમાં સડું!
લઇ હસ્તમાં દિપક કહે! કયમ કષ્ટના કુપમાં પડું!
મતિમંદ હું અબળા નથી કે અંગ પિંજરમાં જડું?
આનંદને અળગો કરી ચિંતા ગિરી શાને ચડું!

વિલાસીની—શ્રૃંગારના સાગર તણું નિર તેં હજુ નિરખ્યું નથી.
મોહક નયનશર. હૃદયના અધિરાજનું દેખ્યું નથી.
મન્મથ તણી જ્વાળા અલી અંતર મહીં પ્રકટી નથી.
હજુ ચિત્ત વેધક પ્રેમના ઉપવન વિષે ભટકી નથી.

કમલીની—દરકારના દુ:ખકાર હું એ કામના બળની કરૂં
નિશ્ચય અડગ ધારી ઉરે પ્રભુ ભક્તિનું વારિ ભરૂં
કાયા તણી માયા નકામી ચાર દિનની ચાંદની
ઉપભોગના સંગીત તણા અતિ કર્ણ ભેદક છે ધ્વની

વિલાસીની—અનુભવ નથી તેથીજ છે અભિમાન તારા અંતરે
આરોગ્ય જન સમજે ન, રોગી જળ નયન શાને ભરે

મુકી માન, ભુલ્યા ભાન, બહુ યોગિશ્વરો દૃઢ ચિત્તના
નિશ્ચય સમજ શાણી સખી ! અતિ તિક્ષણ ભાલા પ્રિતના

કમલીની—છે ટેક મારો એક એવી બ્હીકથી ફરનારના
રણધીર મન અસિધારને દેખી જરી ડરનારના
સેંશે ક્ષુધા વનરાજ પણ તે તૃણ કદી ચરનારના
"સંસાર છે નિ;સાર" હું એ વાક્ય વિસરનારના

વિલાસીની—રચના રચી જગદીશ્વરે જોડી રૂડી નર નારની
રસરંગમાં ધરી અંગ, કરવી સફળતા અવતારની
જગવંદ્ય દેવી લક્ષ્મીજી પણ શોભતાં વિષ્ણુવડે
કરનાર તુજ સમ ગર્વ, ભવ જંગલ મહીં ભુલાં પડે

કમલીની—મિથ્યા જગતના મોહપર અનુરાગના ધરવો ઘટે
પરિણામ જેનું દુ;ખ છે એ સુખ શિદ અંતર રટે
કરી લગ્ન કઇ લલના તણા સ્વામી તજી ચાલ્યા ગયા
કઇ પુરૂષ કેરા કામિની વિણ દોહ્યલા દા'ડા થયા

વિલાસીની—માનવ જીવન નશ્વર કયુ શુભ હેતુથી જગદીશ્વરે
જે ભય તણી કંઇ જરૂરના ! તે શિદ હૈયામાં ભરે
બંધાય જો તુજ મત પ્રમાણે વર્તવા વનિતા બધે
અતિ નિકટ આવે અંત ! ના સૃષ્ટિ વિષે વસ્તી વધે.

કમલીની—કંપે હજુ મુજ કાય નિરખી કષ્ટ વિધવા નારનું
આશ્ચર્ય તું ઇચ્છે ! ખટારૂં ખેંચવા ભવ ભારનું.
સ્વપ્ના સમા એ હર્ષનો સંહાર ક્ષણમાં થાય છે.
મૃગજળ તણો ઉદધી વિલોકી વ્યર્થ તું લોભાય છે.

વિલાસીની—સતિ નાર કેરા ધર્મથી અજ્ઞાત છે અલબેલડી
સાચા હૃદયને ના કરે ! ક્રુર કાળપણ અળગાં ઘડી.
ફરી પ્રાપ્ત પ્રેમ પ્રભુ તણો અળગી કરે સૌ આપદા.
સંસાર કિંવા સ્વર્ગે હો ! સાથે રહે છે. સર્વદા.

કામીની—વ્યાધી તણી વૃદ્ધિ કરીને વૈદ્યની પાસે જવું.
ફરી શત્રુતા શાંતિ થકી સુખ ભોગનાં ભિક્ષુક થવું.
અકલ તણા તેં તાતનું શું ખુન કીધું છે અલી !
મનહર મહાલય પરહરી સંતાપની શોધે ગલી.

વિલાસીની—જ્યાં દ્રવ્યની છે વિપુલતા ! રહેજો નિતિ સચવાય છે.
રમણી રસિકસંસર્ગમાં ! ના ટેક તુલના થાય છે.
સંસારની તલવાર પર ધરી કવચ ધર્મ તણું ફરે
છે ધન્ય તેના જન્મને ! કિરતારની કરૂણા વરે ?



# દશા પરિવર્તન—સંવાદ.

( લખનાર—તંત્રી )

શાન્તિ—બ્હેન વીણા ! સૃષ્ટિના સર્વે પ્રદેશોમાં જેની દીવ્ય કીર્તીનાં સંગીત ગવાતાં હતાં જે પવિત્ર ભૂમિમાં તારા સિતા, દમયંતી દ્રૌપદીઆદી વિશ્વવંદનીય નારીરત્નો નીપજ્યાં હતાં જે દેશમાં નળ જેવા પુણ્ય શાળી હરીશ્ચંદ્ર જેવા સત્યવ્રતધારી રામચંદ્ર જેવા પિતૃ વચન પાલક અને કર્ણ દ્રોણુ સમાન ધીરવીર મહારથીઓ પોષાયા હતા, જેની સમૃદ્ધિ ફૂળ ફુપતા અને ધાર્મીક તેમજ નૈતિક બળની સરખામણીમાં કોઇ પ્રદેશ ઉભો રહી શકે તેમ નહોતું. તેજ ભારતી દેવીની આવી અશ્રુજનક અવદશા શાથી થઇ હશે બ્હેન !

વીણા–શાન્તા ? "ઉદય પછી અસ્ત" એ નિઃસર્ગનો એક મહાન અને અબાધિત નિયમ છે તે નિયમ પ્રમાણે હિંદમાતાનાં કુળ દિપક સંતાનો પણ દુષ્ટ દુર્ગુણો અને વ્યસનોના ભોગ થઇ અવનતિના ચક્રમાં ફસાયાં છે બ્હેન પ્રાચીન સમયની સન્નારીઓ પતિના સુખ માટે પ્રાણાર્પણ કરવાને તૈયાર થતી તેને બદલે હાલ મોટે ભાગે પાતિવ્રત્ય ધર્મને બુટની ઠોકરે ચઢાવનાર ભરથારને યુક્તિથી અંકુશમાં રાખી માત્ર જગતનાં વૈભવાદી કાલ્પનીક, ક્ષણિક સુખ ભોગવવાની ઉત્કંઠા ધરાવનાર કુલટાઓ દ્રસ્યમાન થાય છે અસલના વખતમાં નૃપતીઓ પ્રજાને પુત્રવત્ સમજી નીરંતર વાત્સલ્ય સ્નેહની દ્રષ્ટિએ વિલોકતા પ્રજાના સુખને માટે પોતાનું સર્વસ્વ અર્પવા ઉત્સુકતા દર્શાવતા, નીતિ અને ધર્મના સુખદાયક સિદ્ધાંતોનું અત્યંત પ્રેમપૂર્વક પાલન

કરતા દેશની આબાદિ વધારવાની ખાતર પોતાની સત્તા અને સમૃદ્ધિનો વ્યય કરવામાં અસાધારણ ઔદાર્ય પ્રદર્શીત કરતા. તેને બદલે હાલ વ્યસની, કર્તવ્યભ્રષ્ટ, વ્યભિચારી, શૌર્યહિન, જુલ્મી અને મૂર્ખ ભૂમાળો ઉત્પન્ન થાય છે. પ્રથમના બ્રાહ્મણો, પોતાના કર્તવ્યને પ્રાણાન્તે પણ ત્યાગતા નહિ. સ્વાર્થરૂપી રિપુથી અલિપ્ત રહી જગતના કલ્યાણનો માર્ગ નિષ્કંટક કરવા સદા–સર્વદા પ્રયત્ન કરતા હતા. પ્રજાને ઉપદેશરૂપી અમૃતપાન કરાવવામાંજ પોતાના જીવનનું સાર્થક માનતા હતા. તેને બદલે હાલ શુદ્રને બારણે શ્વાન પેરે હડધુત થાય છે. હાય! પ્રાચીન રૂષી મુનીનાં સંતાનોની સ્થિતી વિચારતાં નેત્રમાં અશ્રુજળ ઉભરાય છે. કયાં વિશ્વામિત્ર, વશિષ્ટ જેવા રાજ્ય સમૃદ્ધિને પણ તુચ્છ માનનારા મહા મુનીયો ! અને કયાં આટા માટે અથડાતા હાલના બ્રાહ્મણો ! જે ભારત વર્ષના ક્ષત્રીયોની શુરવીરતા આખા વિશ્વને ડોલાવતી, જેનાં પ્રચંડ ધનુષ્યોના ટંકાર પૃથ્વીને ધ્રુજાવતા, રણક્ષેત્રમાં જીવનની પરવા ત્યાગી ઉન્મત્ત કેસરી સમાન ગર્જતા તેને બદલે હાલ રણભીરૂ, બાયલા, મદિરા અફીણ ઇત્યાદી દુષ્ટ વ્યસનોમાં ફસાઇ સુસ્ત બની ગએલા–કુળ કલંક માત્ર નામનાજ ક્ષત્રીયો જણાય છે. અસલના વણિકો કે જેઓ ધર્મ અને પ્રમાણિકતા પ્રાણાંતે પણ પરહરતા નહિ. ઉપદેશકોને જેઓ દેવ તુલ્ય ગણી માન આપતા. પોતાના દ્રવ્યને ભારત બાળકોનાં દુઃખો દુર કરવા માટે વાપરવામાં અત્યાનંદ માનતા, તેને બદલે હાલ સ્વાર્થમાં ચકચુર, લોભી, ઇર્ષાળુ, પાઇ માટે પણ સત્યને પાય તળે છુંદનાર, પોતાના સુખની ખાતર અન્યનાં ગળાં કાપનાર, ક્રુર, નીચ વણીકોનુંજ અવલોકન થાય છે. પુત્રો પરણ્યા પછી પ્રમદાનેજ પોતાના સંસારની સાચી નૌકા માની માતાપિતા પ્રત્યે બજાવવાની પવિત્ર ફરજો વિસરી ગયા છે. કયાં શ્રવણ

જેવા આજ્ઞા પાળક પુત્રો ! અને ક્યાં આજકાલના પાશ્ચિમાત્ય પવન ધારી માતાપિતાને અક્કલ વગરનાં ખોખાં સમજી તેમનો વાતવાતમાં તિરસ્કાર કરનાર કુલાંગારો ! ક્યાં સ્વયંવર જેવા સ્તુતિપાત્ર રિવાજો અને ક્યાં કન્યાને એક વિક્રય કરવાની વસ્તુ તરીકે પ્રતિત કરાવનાર કન્યાવિક્રય જેવા નર્કગામી રિવાજો ! ક્યાં પ્રથમનાં વિદ્યા, નીતિ અને બળ–શૌર્ય સંપન્ન દંપતી યુગલો ! અને ક્યાં આજકાલનાં ઢીંગલા ઢીંગલી જેવાં મૂર્ખ, ભ્રષ્ટ, દુર્બળ પ્રેમહિન સ્ત્રી-પુરૂષો ! બ્હેન ! આવી રીતે પ્રાચીન અને અર્વાચીન રિવાજોમાં સર્વાંશે પ્રતિકુળતાજ વ્યાપ્ત થઇ છે. ત્યાં આપણી આથી પણ વિશેષ દુઃખદ દશા થાય તેમાં આશ્ચર્ય જેવું શું છે !

**શાંતિ**—બ્હેન ! દુઃખનો મહાસાગર દષ્ટિ સમીપ દેખાવા છતાં ભારત વાસીયોનાં ચક્ષુ શા માટે નહિ ઉઘડતાં હોય ! સુધારારૂપી હોડીયોની યોજના શામાટે નહિ કરતા હોય !

**વીણા**—શાંતિ ! જે મનુષ્યોને ભ્રષ્ટતાના પંકમાં પડી રહેવાની આદત પડી ગઇ હોય છે તેમને એ ભ્રષ્ટતાની વાસ્તવીક ભયંકરતા પ્રતિત થતી નથી. દાખલા તરીકે–આપણે એકાદ, પુત્રીના પૈસા લઈ વૈભવની વાંચ્છના રાખનાર ગૃહસ્થને પ્રાર્થનાના રૂપમાં કહીએ કે "ભાઈ આ કૃત્ય ઘણુંજ ક્રુર છે. પ્રભુની પવિત્ર આજ્ઞાનું ઉલ્લંઘન કરવા બરાબર છે" તો તેના જવાબમાં તે એમજ કહેશે કે "મ્હને તમારા ઉપદેશની કીંચીત માત્ર આવશ્યકતા નથી" અર્થાત અવિદ્યારૂપી અંધકારમય પ્રદેશ હોય અને સ્વાર્થરૂપી પવનની પ્રબળતા હોય ત્યાં જ્ઞાન દિપક કેટલીવાર ટકી શકે !

**શાંતિ**—પણ બ્હેન ! મ્હારી માન્યતા પ્રમાણે જો કર્તવ્યના જ્ઞાનથી રહિત જનોને હંમેશ અસરકારક રીતે ધર્મ અને નીતિનો બોધ કરવામાં આવે તો બેશક તેઓ સુધરી શકે. "પત્થર પણ નિત્યના ઘસારાથી ઘસાય છે" એ વાકયની સત્યતામાં કંઈ શંકાશીલ થવા જેવું છે ?

**વીણા**—ના બ્હેન ત્હારૂં કથન અક્ષરે અક્ષર સત્ય છે. દ્રઢતા અને ખંત પૂર્વક પ્રયત્ન કરવામાં આવે તો વિશ્વમાં એવી એકપણ વસ્તુ નથી કે જેનાપર વિજય ન મેળવી શકાય ? પણ કહેતાં ઘણીજ દિલગીરી થાય છે કે ઉપદેશકો કવિયો અને ગ્રંથકારો કે જેઓ દેશની ઉન્નતિ રૂપી ઇમારતના સ્તંભ સમાન છે તેમની સ્થીતિ અત્યંત શોચનીય છે. ઉપદેશકો અને ગ્રંથકારો દુર્ગુણરૂપી કાદવને સદ્બોધના નીરથી ધોઇ નાખવા ઘણા ઉત્સુક હોય છે. પરંતુ ધન અને વૈભવના મદમાં અંધ બની ગએલ શ્રીમંતો તેમની લેશ માત્ર કદર ન કરતા હોવાથી અને તેમના પ્રતી નીરંતર તીરસ્કારની દૃષ્ટિએ નીહાળતા હોવાથી તેમના ઉત્સાહની ગતિ મંદ પડી જાય એ સ્વાભાવિક છે, એક જ્ઞાનહિન નીતિના સુત્રને પગતળે છુંદી નાખનાર ગાડીઘોડામાં ફરતો જણાશે. જ્યારે પોતાના દેશની દુઃખદ પરિસ્થીતિ માટે રાત્રી દિવસ ચીંતા કરનાર સુધારાની યોજનાઓ કરવા ઉત્સુકતા ધરાવનાર એકાદ કવિ વક્તા કે ગ્રંથકારની આર્થીક સ્થીતિનું અવલોકન કરતાં નયનમાં પાણી ભરાયા વિના રહેશે નહિ કહે બ્હેન ! દેશનો ઉદય કેવી રીતે થાય ! પોતાના મોજશોખ માટે હજારો રૂપીયા ઉડાવનાર વ્યસન વ્યભિચાર આદી દુષ્ટ માર્ગે લખલુંટ દ્રવ્ય વાપરનાર ધર્માંધતાના પડદા પાછળ રહીને ગુપ્ત રીતે ગરીબોનાં ગળાં પર પ્રાણઘાતક હથી-

યાર ફેરવનાર શેઠીયાઓને એકાદ ધાર્મીક કે નૈતિક વિષયનું પુસ્તક ખરીદવા આર્જવતાપૂર્વક કહેવા છતાં પ્રત્યુત્તરમાં માત્ર "અમને વાંચવાની ફુરસદ નથી" એજ હૃદયવેધક વાક્ય સંભળાય. ત્યારે કહે બ્હેન! ધર્મ અને નિતીનો વિસ્તાર કેવી રીતે થાય !

**શાંતિ**--ખરેખાત બ્હેન ! આ જોતાં તો દેશને દુઃખદ સ્થીતિમાં નાખનાર એ મદાંધ ધનીકોજ કહી શકાય.

**વીણા**--પણ ચિંતા નહિ. જ્યારે અધર્મ અને અનીતિ પોતાની સંપુર્ણ ભયંકરતા તેમને દર્શાવશે ત્યારે જરૂર તેઓ ઠેકાણે આવશે. પોતાની બેદરકારી માટે અત્યંત પસ્તાવો કરશે.

**શાંતિ**--બ્હેન ! હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું. કે એ વૈભવમાં મ્હાલનારાઓની મતીમાં પરિવર્તન થાય અને દેશમાં ધર્મ અને નીતિના સુખદાયક સમીરને ફેલાવનાર ઉપદેશકોનું ઉચિત સન્માન થાય.

**વીણા**--હું પણ પ્રભુ પ્રત્યે નમ્રતાપૂર્વક એજ માગું છું કે ત્હારી આ આંતરીક ભાવનાઓ સફળ થાય. અસ્તુ !

---

# મહાત્મા અને મુમુક્ષ સંવાદ.



(લખનાર-તંત્રી.)

**મુક્તાનંદ**--ઓ શેઠજી ! તજી શાન્તી સીદ ચિંતા ઉરે નિશદિન ધરો !
સાધન છતાં સુખનાં સકળ કયમ કષ્ટના વનમાં ફરો !
નાણું અને વૈભવ છતાં સંતોષ ના દેખાય છે
ઇશ્વર તણા ઔદાર્યનું સાર્થક જરી ના થાય છે.

**માણેકલાલ**--થઇ ભગત, જગત જનો તણાં નેત્રો વિષે વેળુ ભરો
વાતો કરી કૈ વ્હેમની! વિણ મ્હેનતે પૈસા હરો!
ભોળો નથી આ દાસ કે! પરલોક ભય અંતર ધરે
દુષ્કાળને દેખ્યા વિના નહિ પ્રાણને અળગો કરે.

**મુક્તાનંદ**--આવે દયા મુજને અતિ, મતિમંદ શિદ શંકા કરે
જર લોભનો લવ લેશના ઉદ્દેશ છે મુજ અંતરે
કરી કર્મ ક્રુર અનેક તેં ધનકોષ પ્રેમ ધરી ભર્યો
નિજ દેશના હિત કારણે ના એક પૈસો વાપર્યો

**માણેકલાલ**--પૈસા તણી કીંમત તમે નથી સમજતા મહારાજજી
ઝોળી નથી કર ઝાલવી! ઘરબારને બૈરાં તજી
કરકસર વિણ ના વિત્તની વૃદ્ધિ કદાપી થાય છે
પરમાર્થ ઉર ધરનાર કૈ ઘરઘર જુઓ અથડાય છે

**મુક્તાનંદ**--કર ખ્યાલ કરી સ્થિર ચિત્ત, વાદળ મોહનું તુજપર દિસે
ત્હારી નથી કંઇ ચીજ આ વૈભવ ભર્યા મંદિર વિષે
લાખ્ખો જનો ચાલ્યા ગયા હીરા, મણી, મુક્તા, તજી!
સ્નેહી ન કો સાથે લીધું! બસ! અગ્નીથી મૈત્રી સજી!

**માણેકલાલ**--ઇશ્વર ભજન કરવા તણું ઘડપણ નથી ચાલ્યું ગયું
યૌવન તણું સામ્રાજ્ય છે! નથી વ્હેમ મોઝું ઉદ્દભવ્યું
જંજાળને તજવા તણી ગુરૂજી હજી બહુ વાર છે
સુખ ભોગનું ઉપવન ખીલ્યું! વૈરાગ્યપર ના પ્યાર છે.

**મુક્તાનંદ**--યૌવન જતાં આવે જરા! ગાત્રો શિથીલ થઇ જાય છે
ગતિ મંદ થઇ ઉત્સાહની! જગનાથના સમરાય છે
રસ્તો વિકટ પરલોકનો! સ્હાયક નકો દેખાય છે
પરમાર્થ વિણએ અવસરે! ના કોઇ બેલી થાય છે.

માણેકલાલ–કરતાં ઉંડો વિચાર મુજને વ્હેમ પેદા થાય છે.
શાસ્ત્રો તણા લખનાર સૌ દાંભિક જન સમજાય છે.
વ્યાપાર ધંધો ના સુઝે! ભુખ દુઃખથી અકળાય છે
તેથીજ આજે હિંદમાં બહુ સાધુડા ઉભરાય છે,
મુકતાનંદ–સાધુ ન તે શયતાન છે જે જરતણી પરવા કરે!
તારી શકે નહિ અવરને! ના દુષ્ટ એ પોતે તરે!
સાધુ ખરો છે એજ કે કલ્યાણ ઇચ્છે જગતનું
દુ;ખ કાપવા મોહાંધનાં અમૃત સિંચે બોધનું,
માણેકલાલ–ઉપદેશકોનો અવનિમાં દુષ્કાળ છે નિશ્ચય પડયો.
શોધું બહું મ્હેનત કરી પણ એક ના નજરે ચઢયો.
છાયા વિલોકી કાયની બીક ભુતની ધરનારના,
ભાવી તણા ભયથી ડરી સ્નેહીસગાં તજનારના.
મુકતાનંદ—જે પુત્રને પત્ની ઉપર તુજ સ્નેહ દીસે છે અતી
નહી મર્ણ કાળે આપશે સુખકાર આશ્વાસનરતી
અવિચળ તજી આનંદ શીંદ કાદવ મહી રાખે મતી
સેવા કર્યા વિણ રંકની ના રીઝશે જગનો પતી
માણેકલાલ—મંગળ ગીતો ગવરાય ત્યાં ઉપદેશ ના શોભે જરા
દયો ચાખવા સુખ ભોગને! વૈરાગ્યની શી છે ત્વરા!
મોટર બગી કેરી મઝા ના સંતથી કલ્પાય છે
બહુ કષ્ટથી જર મેળવ્યું! ના સ્હેલથી છોડાય છે
મુક્તાનંદ—વિકાળ કાળ નીહાળતાં થાશે વિમાસણ ઉરમાં
એ મૂર્ખ શીદ તણાય છે.! અભિમાન કેરા પુરમાં
આજે અગર કાલે જવું! દિન મ્હોતનો ન જણાય છે
અણચિંતવ્યો હલ્લો કરે! મનમાં બધું રહી જાય છે

**માણેકલાલ**--જોયું બધું મ્હેં જગત સૌ ગિત દ્રવ્ય કેરાં ગાય છે
યૌવન તણા અધિકારમાં માળા કદી ન જણાય છે
શીખ આપની સમજે બધા તો કોણ વ્યાપારી થશે ?
વૃદ્ધિ થતાં ત્યાગી તણી આબાદીના કંઇ વાધશે.

**મુક્તાનંદ**--ગૃહ ત્યાગીને વનમાં જવા ઉપદેશ હું કરતો નથી
સુત, નાર, વિસ્મરવા તણાં હું વાકય ઉચ્ચરતો નથી
સંસારમાં રહેવું છતાં નિજ ધર્મ ના તજવો કદા
ઉત્સુક થવું નિજ બંધુજનની કાપવા સૌ આપદા.

**માણેકલાલ**—પરિશ્રમ થકી ધન મેળવી શું પારકાને આપવું ?
માગે પ્રિયા મૌતિક ! મણી ! તેનું હૃદય સંતાપવું ?
પરમાર્થની પરવા કરી તરૂ સ્નેહ કેરૂં કાપવું ?
વ્યાધિ થયા વિણુ અંગમાં ! ઐાષધ કદુ શિદ ફાકવું ?

**મુક્તાનંદ**--ધિક્કાર છે તુજ સ્વાર્થમય ઉદગારને ઓ પાપીયા
યમ મારથી ન મુકાવશે ! પ્રિય,–પુત્ર બંધુ કે ત્રીયા
ભ્રાતા સમાન વિલોકવાં સંતાન સૌ ભારત તણાં
પરમાર્થના ઉદ્યાનમાં મ્હેકે રૂડાં પુષ્પો ઘણાં

**માણેકલાલ**--પરમાર્થને વ્યાપાર એ બાબત નહીં સચવાય છે.
એ નારીઓના નાથને ના સુખ કંઇ દેખાય છે
બહુ વિષયને અવલોકતાં અંત;કરણ અકળાય છે
પરમાર્થના પરિણામમાં ભીક્ષુક દશા દેખાય છે

**મુક્તાનંદ**—આંખો ઉઘાડી મૂર્ખ જો ! શુભ સમય આ ચાલ્યો જશે
ચંચળ ગતિ અતિ લક્ષ્મીની ! કદી એક સ્થાને ના વસે

પરમાર્થ પર ધરી પ્રેમ કર ઉપયોગ કંઇ પૈસા તણો
સાર્થક જીવનનું થાય ને બંધાય કીર્તિ તોરણો

**માણેકલાલ**—કીર્તિ તણી વૃદ્ધિ થકી કંઇ પેટ પોષાતું નથી
યમરાજના દરબારને રસ્તે જવું મટતું નથી
વિણ સ્વાર્થ ના જન કો સ્થળે કરતો ગમન દેખાય છે
સંતો તણા અંતર વિષે પણ સ્વાર્થ અવલોકાય છે

**મુક્તાનંદ**—પશુપક્ષીને નીચ [વ્યક્તિઓ] પણ પેટનું પુરૂં કરે
કર કંઇ વિચાર ગમાર! અર્પ્યું જ્ઞાન શીદ જગદીશ્વરે!
કીર્તિ વિનાના જીવનની કીંમત કશી ન ગણાય છે
ડંકો થતાં મૃત્યુ તણો કળી દેહની કરમાય છે

**માણેકલાલ**—દાનેશ્વરી પણ મ્હોતને શરણે થતા દેખાય છે
પાપી અગર જ્ઞાની સહુ જન એક રસ્તે જાય છે
કાયા કરો મુજ અમર તો માનું શિખામણ આપની
ખોલી સદાવ્રત અન્નનાં બાંધુ ધ્વજાઓ ધર્મની

**મુક્તાનંદ**—જયઘોષ જેના નામના સર્વ સ્થળે બોલાય છે
શુભ કૃત્યની સૃષ્ટિ વિષે સાચી પ્રશંશા થાય છે
જેના વડે આશ્રય વિનાના રંક જન પોષાય છે
મૃત્યુ થતાં પણ અમર નર સૌ લોકમાં લેખાય છે
નળરાયનો નથી દેહ પણ યશગાન જન મંડળ કરે
પરદુ:ખ દુર કરનાર વિક્રમ ભૂપને ઉર સૌ સ્મરે
કર કોટ સુંદર, કીર્તિનો આ જીંદગી મોંઘી મળી
આળસ કર્યે ચાલી જશે! જયમ થાય નભમાં વીજળી.

---

# સ્વસુર ગૃહે સીધાવતી પુત્રીને માતાનો ઉપદેશ.

(લખનાર-તંત્રી)

---

## હરીગીત છંદ.

સંસારના ઉપવન વિષે તુજ જીવન આજે વિચરે
મટી બાળપણ યૌવન તણી કંઇ વિરલ સત્તા વિસ્તરે
કર્તવ્યનું બંધન નુતન તુજ શિરપર મૂકાય છે
ગૃહરાજ્યની રાણી તણાપદથી અલંકૃત થાય છે. ૧

શણગાર સદ્‌ગુણના સજી કુળ તાતનું દીપાવજે
વૈભવ તણી તૃષ્ણા તજી સંતોષ ઉર શોભાવજે
ધારી વિનય અંતર વિષે અતિ નમ્રતાથી વર્તજે
અંકુશવડે મન અશ્વપર સાગર સમી ગંભીર થજે. ૨

સન્માન કરજે નાથનું નિશદિન અતિ ઉલ્લાસથી
સ્વામી સમું સન્નારીને સુખકાર કંઇ જગમાં નથી
ભક્તિવડે ભરથારની ભવ ભય નિકંદન થાય છે
આ વિશ્વરૂપ સિંધુ દુઃખદ પતિ નાવથીજ તરાય છે. ૩

આજ્ઞા સ્વસુર સાસુ તણી આનંદ પુર્વક પાળજે
સ્વામી તણાં સ્નેહી સગાં સૌ માનથી નીહાળજે

છાયા વિશોકી કષ્ટની કદી ક્રોધને વશ થઇશ ના
શાન્તીરૂપી સહચારિણી અળગી થવા તું દઇશ ના. ૪

કદી લોભ વસ્ત્ર સુવર્ણને અંતર વિષે રાખીશ ના
તજી સભ્યતા સુખદાયીની અભિમાનનું જળ પીશ ના
સ્વામી તણી છાયા શિતળ એ શ્રેષ્ટ સુખ છે નારનું
પતિ પુજનમાં સાર્થક ખરૂં અબળા તણા અવતારનું. ૫

પતિ દેવને પડતા મુકી મંદિર વિષે ભટકીશના
બની વ્હેમને આધીન શિર પત્થર થકી પટકીશના
તજી લાજ લગ્ન તણાં ફટાણાં ગાનના ગાવા જતી
સુખ ક્ષણિકના ઉપભોગમાં કો દિવસ ના ધરતી મતી. ૬

જક ઝાલીને કો વાતની સંતાપતી ના કંથને
જીવ જાય પણ તજતી નહિ સંતોષના શુભ પંથને
વિણ સંમતી સ્વામી તણી ડહાપણ ચલાવીશ ના કદા
બનજે અનુકુળ નાથને સંભાળપૂર્વક સર્વદા. ૭

ગણજે શિયળરૂપ દ્રવ્યને અતિ પ્રાણથી પણ કીંમતી
પર પુરૂષને અંતર વિષે ના સ્વપ્નમાં પણ કલ્પતી
સાવધ રહીને ચાલજે જારી જનોની જાળથી
એકાન્તમાં ના વાત કરવી વૃદ્ધથી કે બાળથી. ૮

કદી દુ:ખદ પળ આવી ચડે શિલ વ્રત તણા સંહારની
સજી શૌર્ય ધરજે શસ્ત્રકર. કૃતી સ્મર્ણ કરી વિરનારની

આસ્થા અવિચળ હોય તો જગનાથ સહાયક થાય કે
વ્યભિચારને ન્હાનારના જીવન દિપક બુઝાય છે. ૯

કુદંપતીનું વર્તન કહી નિતિ-ધર્મ ઉચ્છેદક દિસે
સમજાવવા એકાન્તમાં ભગિ નમ્રતા વાણી વિષે
અનીતિ તણા દુઃખ દમ્પતિને દૃષ્ટાંત દઇ દર્શાવવું
ધરી ધૈર્યને અંતર વિષે, શુભ યત્નમાં ન શિથિલ થવું. ૧૦

મન વચનમાં ધરી શુદ્ધતા ચારિત્ર્યને ઝળકાવજે
કરી પ્રાપ્ત પ્રેમ વડીલનો કીર્તિ સમીર પ્રસરાવજે
કદી અંગમાં આળસ અરિને પાય ધરવા દઇશ ના
ફુરસદ મળ્યે પણ કો સ્થળે પરવાનગી વિણ જઇશ ના. ૧૧

ગૃહકાર્યને ભોજન વિષે બહુ સ્વચ્છતા દર્શાવજે
અનુરાગ રાખી ધર્મમાં નૈતિક બળ વિકસાવજે
ઉદ્યુક્ત થઇ કર્તવ્યમાં સુખદાયીની સૌને થજે
વર્તન તણા માધુર્યથી નિજ કીર્તિનું વધાવજે ૧૨



